# કૌશિકાખ્યાન

[ પૌરાણિક કાવ્ય ]

લેખક

જુગતરામ દવે

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

ગ્રાહકોને ૦—૧—૦ — છૂટક ૦—૩—૦

# પ્રસ્તાવના

આપણે ત્યાંની આ સુપ્રસિદ્ધ પૌરાણિક કથા નાનપણમાં સાંભળી હતી. હમણાં અમારા આશ્રમમાં સંધ્યાકાળે મહાભારત વાંચીએ છીએ. વનપર્વમાં 'બ્રાહ્મણ–વ્યાધ સંવાદ' આવતાં જૂનો પરિચય તાજો થયો અને આ કાવ્ય રચવાનો ઉમળકો આવ્યો.

મૂળ રચના કલાના આધુનિક ધોરણ પ્રમાણે પણ મને સંપૂર્ણ કલામય લાગી તેથી મેં તેનું અનુકરણ કરવાનો જ પ્રયત્ન કર્યો છે. માત્ર વ્યાધને મૂળની જેમ વેદશાસ્ત્રસંપન્ન પંડિત ન ચિતરતાં સીધો સાદો હરિજન ચિતરવાની છુટ લીધી છે.

આ કાવ્ય માટે યોજેલું વૃત્ત મરાઠી ઓવીને લગભગ મળતું છે.

આશ્રમ, સરભણ —લેખક

જય ગણુપતિ !
જય સરસ્વતી !
કરો મારી મતિ
કૌશિકમય.

§

કૌશિક બ્રાહ્મણ,
મહા તપોધન
તપી તપી તન
　　　કીધું કાષ્ઠ જેવું.

આંખ માંહે આગ,
ગાલમાં વિરાગ,
ક્રૂર શાપનાગ
　　　મુખે વાસ કરે.

વૃદ્ધ તેને માત,
વૃદ્ધ વળી તાત,
પુત્ર તો સાક્ષાત
　　　લેખે બે પ્રતિમા.

જરા થકી જીર્ણ,
રોગ થકી શીર્ણ,
રડે દીન હીન
　　　છતે પુત્રે બન્ને.

આંસુ પિતરોનાં
દુઃખે ઊનાં ઊનાં—
ખર્યાં કહો કોના
થકી કહિ ગયાં ?

દેખે માતા રોતી
વૃદ્ધ પિતા સોતી,
તાપસને મોતી
આંખે તગતગે.

કિન્તુ હાય ! રીત
તપની વિપ્રીત,
કરુણાસંગીત
મોહગીત ગણે.

મુક્તિનાં બે દ્વાર
માની બાંધનાર,
ત્યાગવા તૈયાર
થયો છે કૌશિક.

હઠ કરી મન
સંચર્યો છે વન,
વૃદ્ધાને રુદન
કરતાં જ મેલી.

છુટ્યો જાણે તીર
વનવાટે વીર,
દેખ્યું ન લગીર
પાછું મુખ કરી.

“ તપ મોટું માંડું,
હઠયોગ સાધું,
ગુરુ ઢુંઢી કાઢું
જોગી અવધૂત.

“ તાવી કરું ઢીલું
મન આ હઠીલું,
ભઠ્ઠીમાં ભારેલું
જેમ લોઢું ગળે.”

મનનો ઉત્સાહ
ગંગાનો પ્રવાહ,
પગ પણ મહા—
વેગે વાટ કાપે.

૬

તાપનો તપેલો,
વાટનો શ્રમેલો,
ક્ષુધાર્ત બનેલો,
બેઠો વડ તળે.

વિચારો કોમળ
આવે કરી બળ;
કરે છે ચંચળ
થાકેલા વિપ્રને.

માતા તણું ક્ષીણ,
પિતા તણું દીન,
પડેલું વદન
તરે નેત્ર સામે. ૯

મન તાણી તાણી
રોકે ખીજ આણી,
તપ–અભિમાની
        કઠોર કૌશિક.

§

તેવે કોઈ ઘેલી
મૃત્યુની પ્રેરેલી
વૃક્ષની બગલી
        કરે મલત્યાગ.

પડી તેની વિષ્ટા
તાપસની જટા,
જટા સાથે ભ્રષ્ટા
        મતિ પણ થઇ.

છંછેડેલો સર્પ,
છંછેડેલો દર્પ,
છંછેડાયું તપ
        તેવું તપસ્વીનું.

ક્રોધરાતી આંખે
દૃષ્ટિ ઊંચે નાંખે,
બળી ડીલે આખે
        બિચારી બગલી.

તપસ્વીનો કાળ
વીજળીની ઝાળ,
કેમ પક્ષીબાળ
        તેને શકે સહી ?

નીચે પડ્યું ધબ
બિચારીનું શબ,
આંખ ચાંચ પગ
        ઠરડાયાં હાય !



૬

વિપ્રનું હૃદય
સ્હેજે દયામય,
બન્યું તે નિર્દય
        સિદ્ધિ કેરા મદે.

વદે "ધન્ય ધન્ય ૧૨
આજનો સુદિન !
લાધ્યું આજ ધન
તપસિદ્ધિ તણું ! "

પારાધીને દિલે
દયા નહિ મળે,
સામું તે તો ખીલે
દેખી લક્ષસિદ્ધિ.

" અહો તપસિદ્ધિ ! "
બોલ્યો બાળબુદ્ધિ,
" હજુ તેની લીધી
માત્ર મેં પ્રસાદી.

" મિથ્યા માતાપિતા !
મિથ્યા સર્વ ચિન્તા !
સત્ય એક સત્તા
તપની સંસારે ! "

ઉન્માદે ભરેલો
ઉઠયો વિપ્ર વહેલો,
મર્યાદા લંઘેલો
જાણે મોટો સિન્ધુ.

ભિક્ષાના વિચારે
પુર ભણી ભાળે,
કંપે પુરે ત્યારે
ધજા-પંખિણીઓ !

૬

એક માત્ર ડગ,
થંભી ગયા પગ,
પંખીનું જ્યાં શબ
દીઠું કયામણું.

કટુમાંથી મિષ્ટ
ફળે ફળ ઇષ્ટ,
અંગારાથી શીત,
સુધા વિષમાંથી—

અચરજરૂપ
લીલા શી અનૂપ!
તપસ્વીનો કોપ
બન્યો છે કરુણા!

“ વિના વાંકે બાળી ૧૪
પક્ષિણી રૂપાળી,
કલ્લોલે રસાળી
કરતી જે ધરા.

“ વિષ્ટાનો વટાળ
ફીટે શુદ્ધ જળ,
કોપની કરાળ
ફીટે કેમ વિષ્ટા ? ”

વારે વારે જુએ,
જોઇ દિલ રૂએ.
રૂએ તેમ ધુએ
દ્વિજ મહમળ.

વનકાષ્ઠ વીણી,
બાળી છે પક્ષિણી,
પ્રજાળી પાપિણી
કુદ્ધિ પશ્ચાત્તાપે.

નમ્ર બની પછે
માંડયું છે તાપસે
જવા પુરદિશે
ભિક્ષાવૃત્તિ અર્થે.

૬

ગૃહસ્થોનાં ઘર
પુરમાં સુન્દર,
હુતાન્ન અંદર
મઘમઘે બહુ

વાસ લેતો લેતો,
'હરિ' 'હરિ' કહેતો,
પોળ માંહે તે તો
ચાલે છે કૌશિક.

સ્વચ્છ ને સુઘડ
દેખી એક ઘર,
કહે મુનિવર,
"દેવિ! ભિક્ષાં દેહિ."

આંગણામાં સતી
ઠામ ધોતી હતી,
કરીને પ્રણતિ,
બોલી મધુ વાચાઃ ૧૫

" થોભો મહારાજ !
આટોપી આ કાજ
આણી આપું આજ
અન્ન સુપવિત્ર. "

સતી સુપ્રસન્ન
પેઠી છે ભવન,
આણી દેવા અન્ન
અભ્યાગતને.

એવે બહારથી
થાક્યોપાક્યો અતિ
આવ્યો ઘેર પતિ
પતિવ્રતા તણો.

બહારનો બળેલો
સતી દેખી ખીલ્યો,
જેવો કરમેલો
વેલો નીર મળ્યે.

કામકાજ બધાં,
સ્નેહી અને સગાં,
અતિથિને સુદ્ધાં
પતિવ્રતા ભૂલી !

તપે છે આંગણુ,
ભૂખ્યો તે બ્રાહ્મણ,
પતિપરાયણુ
સતી તેને ભૂલી!

આપે છે આસન,
પીરસે ભોજન,
વદે છે વચન
સાથે પ્રેમભીનાં.

હસે ને હસાવે,
થાકને ભૂલાવે,
પતિસેવા ભાવે
કરે ઝાઝી વેળા.

૬

બારણે કૌશિક,
વિમાસે ઘડીક,
વેળા તો અધિક
તેમ તેમ વીતે.

મૂળે ક્રોધી છેક, ૧૮
તેમાં પાછી ભૂખ,
તેમાં અવિવેક
ગૃહિણીનો આવો !

ક્યાં સુધી રહે હાથે
બગલીની વાતે,
જન્મનો ને જાતે—
ઉછેરેલો ક્રોધ ?

પ્રગટ્યો અનળ,
તેમાં બની તેલ
પ્રતિ પળ પળ
વિલંબની પડે.

§

હરાયો છે ત્રાસ
પતિનો આ પાસ,
ભોજન સુશ્વાસ
પામી સતીથી.

સ્વામી સંતોખાતાં,
સેવાધૂન જાતાં,
ચિત્તે શાન્તિ થાતાં
મુનિ યાદ આવ્યો.

૬
વેગે ભિક્ષા લેતી
ધાઈ દ્વારે સતી,
ઊભો જ્યાં અતિથિ
અગ્નિશિખા જેવો.

સતીનું વદન
શીતળ પવન,
ઉલટી અગન
તેણે તો ફુંકારી!

અતિથિનાં સ્ફુરે
હોઠ નાસા જોરે,
સતી દેખી ઉરે
જ્વાળામુખી જાગ્યો. ૧૯

" ક્ષમા કરો સ્વામી! ૨૦
દાસીની આ ખામી,
ભિક્ષા પ્રેમે પામી
સુપ્રસન્ન થાઓ."

ઘૃત આયુકર
શામે વૈશ્વાનર,
હોમાગ્નિ અદ્ધર
ચડે ઘૃતથી.

પતિવ્રતા કેરી
વાણી જે મધુરી,
તેણે તો વધારી
આગ અતિથિની!

" 'આવું' કહી આવી
ન્હોર દ્હાડે બાઇ,
કેવી ગૃહસ્થાઇ
તારી આ અવળી?"

" પૂજ્ય પતિદેવ
આવ્યા, તેની સેવ
કરતાં ભૂદેવ!
ભૂલી હું આપને.

" ક્ષમા અપરાધ
મારો કરો સાધ !
ટાળો અપવાદ
ભિક્ષાન્ન સ્વીકારી. "

બોલ્યો છે તાપસ
પૂરો ક્રોધવશ :
" ધિક રે આળસ!
ધિક અવિવેક !

" અતિથિથી પતિ
શ્રેષ્ઠ એવી મતિ
શુણી કદી નથી
શ્રુતિ કે સ્મૃતિમાં !

" અતિથિસત્કાર
આર્યોનો શૃંગાર,
તેને અજ્ઞ નાર !
તું તો છેક ભૂલી ! "

§

" અપરાધ મારો
અતિથિ! વિસારો,
માન ઉર ધારો
પાતિવ્રત્ય તણું.

" નથી હું પંડિત,
નથી વેદવિત્ત,
સનાતન રીત
એક માત્ર શીખી—

" સ્ત્રીનું સાચું ધન,
સાચો ગુરુજન,
સાચો દેવ પણ
એક માત્ર પતિ.

" માતાપિતા પછી;
દેવદ્વિજ પછી;
સ્ત્રીને પહેલો પતિ,
એ જ જૂનો ધર્મ.

“ તથાપિ હું તારી
અપરાધી ભારી,
લાજ લે ઉગારી
મારી મહારાજ ! ”

૬

“ ધિક તારી નીતિ !
ધિક તારી મતિ !
ધિક ધિક પતિ
અને પાતિવ્રત્ય! ”

મૂઢમતિ વિપ્ર
વાણી બોલ્યો તીવ્ર,
સતીનું પવિત્ર
તવાયું અન્તર.

“ શાન્ત મુનિ ! શાન્ત,
મ બોલો ઉદ્દ્રાન્ત,
જ્ઞાની થઈ ભ્રાન્ત
કેમ થયા છો ?

" અહો પતિનિન્દા !
પાતિવ્રત્યનિન્દા !
એવી ભાષા મન્દા
છાજે અતિથિને ?

" આતિથ્યની વળી
ગુણગાનાવલિ
સ્વમુખે ઉકેલી
છાજે અતિથિને ?

" નૃપાધમો ગાય
આપ પ્રભુતાઈ,
તેવી ચારણાઈ
છાજે અતિથિને ?

" હાથે પગે પડી,
કરૂં વિનવણી,
શાન્તિ ક્રોધ તણી
કરો વિપ્રવર !

" વડની બિચારી
બલાકાને બાળી,
રખે પત્ની બાળી
પીડો પતિદેવ. "

૬

સતીનાં વચન
સુધાનું સિંચન,
ક્રુદ્ધ મુનિમન
　　　શુણી શાન્તિ પામ્યું.

આંખની ઉનાઇ
આંસુથી ધોવાઇ,
ટળી અહંતાઇ
　　　સતી—સતસંગે.

દીન બની બોલે,
દીલ ખઇ ખોલે:
" માતા! પુત્ર તોલે
　　　મને અંગીકારો.

" લાખ તપ ડૂલ!
લાખ જપ ડૂલ!
એક આ અમૂલ
　　　પાતિવ્રત્ય પાસે!" ૨૫

વિપ્ર વહેલો ધાય, ૨૬
વન્દે પુણ્ય-પાય,
સતી સંકોચાય
અન્તરમાં અતિ.

§

પછી પ્રેમે અન્ન
પીરસ્યું પાવન,
તપસ્વી પ્રસન્ન
જમ્યો સતી હાથે.

“ ધન્ય આજ દિન!
ધન્ય આ ભોજન! ”
બોલે છે બ્રાહ્મણ
હર્ષે વારે વારે.

જતાં જતાં ભણે
સતી તે વિપ્રને:
“ છેલ્લી શીખ તને
આપું બાપુ! એક.

“ જુવાનીના જોમે,
તપસ્યાને નામે,
પિતરોને તમે
દુભવ્યાં તો નથી ?

“ દેખ્યા છે યુવક
સંસારે અનેક.
છેલ્લા દહાડા છેક
બગાડે વૃદ્ધોના. ”

મુખે નહિ વાચા,
નેણ ઢાળે નીચાં,
સુણી વેણ સાચાં
બિચારો કૌશિક.

પતિવ્રતા ફરી
બોલી દયા કરી,
કૌશિકની કળી
મ્લાન મુખાકૃતિઃ

“ જનકની પુરી
મિથિલાનગરી,
તેમાં બાપુ ! જરી
આંટો મારી આવો. ૨૭

" તેમાં એક ખરો ૨૮
વસે શુભ હીરો,
બનીને તું ધીરો
બાપુ! પારખજે.

" માંસહાટે બેસે,
માંસરાશિ વચ્ચે,
માંસ નિત્ય વેચે
એક ધર્મવ્યાધ.

" રૂપથી ન બીવું,
ઊંડે પેસી જોવું,
વ્યાધરૂપે કેવું
ધર્મનું રતન."

૬

પામી મહાસુખ
મિથિલાભિમુખ
ચાલ્યો મુનિ, મુખ
સતીગુણ ગાતો.

"ભાગ્ય મારાં ધન્ય!
પિતરોનાં પુણ્ય!
થયાં દરશન
પતિવ્રતાનાં!

"ક્યાંથી એણે જાણી
પક્ષિણીની કહાણી?
એ ત્રિકાળજ્ઞાની
ખરી પતિવ્રતા.

"પતિપર જેવી
રાખે ભક્તિ દેવી,
ભક્તિ મારી એવી
રહેજો પરબ્રહ્મે.

"અહો મારી માત!
અહો મારા તાત!
દુઃખે દિનરાત
વીતાડતાં હશો.

"કોણ હાય! પાણી
ટીપું આપે આણી?
હું તો અભિમાની
પુત્ર વન આવ્યો.

" આવું છું ભવને, 30
સતીને વચને,
આપને ચરણે
મારી તપોભૂમિ.

" નમો નમો સતી!
પાપ માંહે થતી
રોકી મારી ગતિ
તેં તો કૃપા કરી.

" ક્યાંથી તને જ્ઞાત
મારી અહો! વાત–
છોડી માત તાત
આવ્યો છું અરણ્ય?

" સતીનું એ સત!
એ તો પતિવ્રત!
જપ તપ શત
તેના પર વારૂં!"

વિચારતો મન,
વટ્યો વિપ્ર વન,
પહોંચ્યો જ્યાં પાવન
મિથિલાનગરી.

૬

" ક્યહાં ધર્મવ્યાધ
વસે મહા સાધ? "
એવો પાડે સાદ
સામે મળે તેને.

" અહોહો નવાઇ!
વિપ્રને કસાઈ-
સંગે શી સગાઈ? "
પુરવાસી કહે.

કરે લાંઠ લોક
ટીકા થોકેથોક,
શુણી અતિ શોક
મુનિ મન પામે.

પૂછી પૂછી અન્તે,
વ્યાધો કેરા પ્રાન્તે,
સંકોચાતે ચિત્તે
વિપ્ર પ્રાપ્ત થયો.

૬

હાડકાં રખડે,
ચામડાંઓ સડે,
ભૂંડી ગંધ વડે
વાયુ છે અસહ્ય.

સ્નાનસંધ્યા-પૂત,
ગંધમાલા-યુત,
ક્યાં આ બ્રહ્મસુત!
ક્યાં આ વ્યાધભૂમિ?

લાજે આઘે ભાગે,
માંસ-માટી ઢાંકે,
બીતા બીતા પાગે
લાગે વ્યાધગણ.

હાટો તણી હાર,
ચાલે ત્યાં બજાર,
વ્હોરે નર નાર
માલ ત્યાં મલીન.

નરદેહ હાય
સાચી ચામુંડાય!
નિત્ય પ્રતિ ખાય
કોટિ દીન પશુ!.

૬

એક હાટે બેઠો
ધર્મવ્યાધ તે તો,
ઉભો ઉભો છેટો
વિલોકે કૌશિક.

તિલક છે ભાલ,
કંઠે તુલસી માળ,
કરે તો કરાળ
લોહીયાળી છરી!

ખચોખચ જોરે
હાથે માંસ તોડે,
સાથે સાથે મોઢે
રટે રામનામ!

ભક્ત મુક્ત મને,
છરીનાં છેદને
તાલ પૂરી પૂરી.

એવે કોઈ રંક,
નગ્ન ને અપંગ,
આવ્યો ત્યાં નિઃશંક
ભીખ માગવાને.

દેખી દીન જન
દ્રવ્યાં છે લોચન,
તોડ્યું તેનું મન
માંસલ પેશીએ.

કર મધ્યે છરી,
નેત્રે દયા ભરી,
અહો શી અનેરી
હરિ! તારી લીલા!

ચેષ્ટા વ્યાધની જ
એવી જોતો દ્વિજ
દેખે નહિ નિજ–
ચેષ્ટા જોતું ટોળું!

૬

છાતી કરી વજ્ર,
ગાળી જાતિગર્વ,
વિપ્ર વેગે ધર્મ-
        વ્યાધ પાસે પહોંચ્યો.

ઊઠી ઊભો થયો,
સંકોચે શીવાયો,
અતિથિ જ્યાં જોયો
        મહામાનનીય.

જ્યાંની ત્યાં ત્રાજુડી
માંસભરી પડી,
છરી સોતી જોડી
        અંજલિ સરક્ત!

" પધાર પધાર,
સ્વામીજી પધાર!
દાસ તારો ધાર
        મને મહારાજ!"

“ સતીને વચને 
આવ્યો તારી કને,
કૌશિક આ તને
વન્દે વ્યાધદેવ! ”

એવું બોલી પાગે
વિપ્ર તેને લાગે,
ભગત તો ભાગે
આગે દાઝયા જેવો.

વિપ્ર કહે, “ આજ
હે ભગતરાજ!
સત્ય જ્ઞાન કાજ
આવ્યો તારી કને. ”

“ બોલ મા બ્રાહ્મણ,
અવળાં વચન,
ભૂમિનાં ઝરણ
પર્વતે તે ચડે?

“ તું મોટો બ્રાહ્મણ,
વેદ–પરાયણ,
વ્યાધ હું અભણ
પાપે પેટ ભરૂં.

" જાણું એક નામ,
રઢિયાળો રામ,
રટી આઠે જામ
વ્યાધ બન્યો ઋષિ.

" જાણું એક અન્ય
પુણ્યો તણું પુણ્ય;
રંક ઘેર મુન્ય!
આવે તો દેખાડું."

§

વહેલું હાટ આજે
વધાવ્યું છે સાંજે,
પરોણાને કાજે
વ્યાધ-ભગતે.

સો સૂકામાં જેવું
શોભે લીલું તેવું
ભક્તગૃહ લેવું
વ્યાધગૃહોમાં.

નથી જરી મેલ, 
લીંપેલ ગુંપેલ,
આંગણે રોપેલ
પવિત્ર તુલસી.

ઝુપડીમાં સૂતાં
વૃદ્ધ માતાપિતા,
પુત્રનું રટતાં
નામ ને કલ્યાણ.

પુત્રમુખ દેખી
આંખો તો ઝળકી,
કુવાઓ ચમકી--
રહ્યા ગાલ કેરા.

ઢાળી દીધી ભલી
નાની શી ખાટલી,
તે પર સાદડી
નવી બિછાવી.

બેસાડી ત્યાં બ્રહ્મ,
વહેલો વ્યાધ ધર્મ
પહોંચ્યો જ્યાં પરમ
તીર્થરૂપ તેનાં.

વૃદ્ધોનાં પવિત્ર
ચાંપે પ્રેમે ગાત્ર,
જાગે એ સુપાત્ર
પુત્ર સારી રાત્રિ.

પલકારા ભેળો
'હા જી' બોલે વ્હેલો,
'બેટા' કહેતાં પહેલો
ઉઠી ઉભો થાય.

§

શુદ્ધ બ્રાહ્મવેળા
બેસી બેઉ ભેળા
વ્યાધ વિપ્ર પેલા
કરે ધર્મગોષ્ટિ.

કહે છે ભગત,
"રામનામ સત,
અન્ય તે અસત
જાણુ ખાલી ફોફાં."

કહે છે કૌશિક, ૪૦
" એ તો નહિ ઠીક,
સિંહ નામે બીક
સિંહની શું લાગે ?"

" ધન્ય વિપ્ર જ્ઞાની!
સાચી તારી વાણી,
નામ વાંસે પ્રાણી
હોવું આવશ્યક."

" રામનામ વાંસે
કયું પ્રાણી વસે ?"
ઝડપે તાપસે
મેલી છે દલીલ.

" ઘટ ઘટ રમે
રામ સર્વ સમે,
બધાં તમે અમે
રામનાં સ્વરૂપ.

" જનો તણી સેવા
સાચી રામસેવા,
તે જ સાચાં લેવાં
તપ ને ભજન.

" સેવામાં ચે સેવા
મોટી દીનસેવા,
તેથી મોટી સેવા
માતતાતની.

" જાત નિજ તોડી
આપે કાયાહોડી,
હિલે ચહે દાડી,
આપણું કલ્યાણુ.

" માતાપિતા ગણુ
લક્ષ્મીનારાયણુ,
થવું પરાયણુ
તેની સેવામાં.

" ગુરુગમે મળ્યું
રત્ન એ અમૂલું,
એથી બીજું ભલું
જાણું નહિ પુણ્ય.

" જ્ઞાન ગોતવાને
શીદ જવું રાને?
બાપને ને માને
સેવો એ જ જ્ઞાન. ૪૧

" બાપા! તારે ઘેરે ૪૨
રામજીની મ્હેરે
છે ને માવતર
જીવતાં જાગતાં?

" એને કરી રાજી
કરો રામ રાજી,
શોભે નહિ ઝાઝી
શીખ મારે મુખે."

§

કૌશિક સન્તુષ્ટ,
મોહ થયો નષ્ટ,
વૃથા સર્વ કષ્ટ
શા માટે, કહે, કરે?

" માતૃદેવો ભવ,
પિતૃદેવો ભવ,
વેદનાં એ બેઉ
સર્વોપરિ સૂત્રો—

“ કીધાં મુખપાઠે,
રટ્યાં દિનરાતે,
અરે! અરે! જાતે
ભૂલ્યો પાળવાનાં!

“ સૂર્યવરણુન
શુણી રાચ્યો મન,
અરે દરશને
ઠાર્યાં નહિ ચક્ષુ!

“ જ્ઞાન સારૂ રોતાં
તજ્યાં માતાપિતા,
જોવાને સવિતા
રાત્રિ પાસે ગયો!

“ આજ આપે મારી
આંખને ઉઘાડી,
વિમાર્ગેથી વાળી
મારી ગતિને.”

પડી ભૂમિસંગે,
કૌશિકે ઉમંગે
આઠે આઠ અંગે
ભગતને વંદ્યા.

૬

સીધો ત્યાંથી ગયો,
ઘેર આવી રહ્યો;
વૃદ્ધોનાં હૃદયો
ઠાર્યાં કૌશિકે.

સતીએ સીંચેલો,
વ્યાધે વધારેલો,
બગલીએ પહેલો
પ્રેરેલો બળીને—

ધર્મ સદા સ્મરી,
હૃદે રામ ધરી,
સેવે પ્રેમ કરી
વૃદ્ધ વડિલોને.

ગાળ્યાં વૃદ્ધ જન
નેણોનાં રતન,
અખંડ રુદન
કરી પુત્ર વાંસે.

પુત્ર પાછો પામ્યાં,
દુઃખ સર્વ વામ્યાં,
લાધ્યો અંધાપામાં
    પુત્રનો પ્રકાશ.

§

પંખિણી બિચારી,
અબળા એ નારી,
માંસનો વેપારી,
    મેળો શો વિચિત્ર!

નહિ અધિકાર,
વેદોના ઉદ્ગાર
શુણવા ઉચ્ચાર
    દ્વિજમુખે જેને!

અધિકાર—હીન
બધાં દીન હીન,
છતાં ધર્મલીન
    મોટાં અધિકારી.

કોણુ તેનો થાપે, 
કોણુ વા ઉથાપે,
ધર્મને પ્રતાપે
પ્રાપ્ત અધિકાર?

વિપ્ર સમરથ
વેદતપ-રત,
થયો કૃતારથ
તેવાંની કૃપાથી.

§

નમો દ્વૈપાયન,
નમો સર્વ મુન્ય,
ભારતે આ પુણ્ય-
લખી રાખી કથા.

કૌશિકને નામે
કથા ગાઈ આ મેં,
માતાને સ્વધામે
હજો સમર્પણ!

———